श्रीलब्धिसूरीश्वरजैनग्रन्थमालाया एकोनचत्वारिंशत मणिः (३९)

श्रीदयावर्धनमुनीश्वरविरचितम् ।

श्रीपर्वतिथिदिनविचारे महाप्रबोधदायकम्

# श्रीरत्नशेखरनरेन्द्र-रत्नवतीराज्ञी कथानकम् ।

सम्पादक - संशोधकश्च

पन्यासश्री विक्रमविजयजी गणिवर

श्रीलब्धिसूरीश्वरग्रन्थमालाया एकोनचत्वारिंशत्तमो मणिः [ ३९ ]

श्रीदयावर्द्धनमुनीश्वरविरचितम् ।

श्रीपर्वतिथिदिनविचारे महाप्रतिबोधदायकम् ।

# श्रीरत्नशेखरनरेन्द्र-रत्नवतीराज्ञीकथानकम्

सम्पादकः-संशोधकश्च—

आचार्यश्रीमद्विजयलब्धिसूरीश्वराणां शिष्यः पन्यासश्रीविक्रमविजयजीगणिवरः

सहायिका—

अमरप्रभावापन्नमुनिराजश्रीमहिमाविजयानां पन्यासपदारोपणावसरे मोहमयीनगरीवास्तव्यश्रीयुत्छोटालालमणीलाल ( ललितब्रधर्स )स्य धर्मपत्नी श्रीकान्तालक्ष्मीः ।

प्रथमसंस्करणम् । प्रतयः ७५०

वीरसंवत् २४८४ * विक्रमसंवत् २०१४ * आत्मसंवत् ६२ * इस्वीसन् १९५७

જૈનરત્ન વ્યાખ્યાનવાચસ્પતિ કવિકુલકિરીટ ગુણરત્નમહોદધિ આચાર્યભગવંત શ્રીમદ્ વિજયલબ્ધિસૂરીશ્વરજી
મહારાજાએ પોતાના પુનિત કરકમલથી છાણીનગરે વિક્રમ સંવત્ ૨૦૧૪ માગશર સુદ ૬ બુધવાર
તા. ૨૭-૧૧-૫૭ ના સમારોહપૂર્વક પોતાના વિદ્વાન્ શિષ્યરત્ન નિઃસ્પૃહશેખર
પૂ. પંન્યાસજી મહારાજ શ્રીપ્રવિણવિજયજી ગણિવરના શિષ્યરત્ન
અમરપ્રભાવાપન્ન મુનિરાજ શ્રીમહિમાવિજયજી મહારાજને
ગણિ-પંન્યાસપદવીથી અલંકૃત કરેલ તેની સ્મૃત્યર્થ
મુંબઇનિવાસી શ્રીયુત્ છોટાલાલની ધર્મપત્ની
શ્રીમતિ કાન્તાલક્ષ્મી તરફથી
ભેટ

પ્રકાશકઃ— ચન્દુલાલ જમનાદાસ શાહ
સંચાલકઃ—શ્રી લબ્ધિસૂરીશ્વર જૈન ગ્રન્થમાલા છાણી-(વડોદરા)

મુદ્રકઃ—હિંમતલાલ ડી. પટેલ
શ્રી મહોદય પ્રિન્ટીંગ પ્રેસ : દાણાપીઠ-ભાવનગર (સૌરાષ્ટ્ર)

# પ્રકાશકીય નિવેદન

પ્રસ્તુત નાનીશી પ્રત પૂ. મુનિરાજ **શ્રીમહિમાવિજયજી** મહારાજની ગણી—પંન્યાસપદવીની સ્મૃતિનિમિત્તે પ્રસિદ્ધ કરવામા આવે છે. તેનો સઘળો ય ખર્ચ ધર્મપ્રેમી ઉદારચિત્ત **શેઠ છોટાલાલ મણીલાલ ( લલિતબ્રધર્સ )** તરફથી આપવામાં આવ્યો છે. જેઓ આજ સુધી દેવ–ગુરુની ભક્તિમાં તેમ શાસનપ્રભાવનાના કાર્યોમાં પોતાની લક્ષ્મીનો ખૂબ ઉદારદીલથી વ્યય કરતાં આવ્યા છે. તેમના પરિચયમા આવનારને આ વાત સુવિદિત છે. દેવગુરુ પ્રત્યેનો તેમનો ભક્તિભાવ પ્રદર્શિત કરવા સાથ આ પ્રતને છપાવી તેમણે સમ્યગ્જ્ઞાન પ્રત્યેનો પ્રેમ પ્રકટ કર્યો છે માટે તેઓશ્રીનો અહિં આભાર માનવાનું ચૂકતા નથી. સાથે તેઓ ભવિષ્યમાં પણ સાતે ક્ષેત્રોમાં પોતાની લક્ષ્મીનો સદ્‌વ્યય કરતા રહેશે એવી શાસનદેવ પ્રત્યે પ્રાર્થના છે.

હસ્તલેખિત અન્ય પ્રતિઓ સાથેના ફેરફાર–અશુદ્ધિ આદિ મેળવી લેવા માટે ન્યાયનિપુણ **પૂ. પંન્યાસજી મહારાજશ્રી વિક્રમવિજયજી ગણિવરે** પોતાના અમૂલ્ય સમયનો ભોગ આપવા સાથ આ પ્રતને પ્રગટ કરાવવા માટે ઉઠાવેલ અથાગ પરિશ્રમ બદલ અમો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

વળી ઝગડીઆજી આદિ સ્થળમાં વિચરી ત્યાંની જૈન–જૈનેતર પ્રજાઓમાં અપૂર્વ ધર્મજાગૃતિ લાવી શાસનપ્રભાવક જૈનરત્ન વ્યાખ્યાનવાચસ્પતિ કવિકુલકિરીટ પુનિતનામધેય પરમપૂજ્ય આચાર્યદેવેશ શ્રીમદ્ **વિજયલબ્ધિસૂરીશ્વરજી**

મહારાજ પોતાના વિદ્વાન્ શિષ્ય-પ્રશિષ્યાદિ સાથ છાણી ( વડોદરા ) ચાતુર્માસ માટે પધારતા વચમા પાલેજ મુકામે તેઓશ્રીની લગભગ એક માસની સ્થિરતા દરમ્યાન **સ્તુતિ-તરંગિણી ભાગ ૨** ( પ્રાચીન પ્રકટાપ્રકટ સ્તુતિ-થોયોનો સંગ્રહ ) માટેના સાહિત્યની શોધખોળ કરતાં પૂ. મુનિરાજ **શ્રીનેમવિજયજી** મહારાજ ત્યાંની હસ્તલેખિત પ્રતોનું નિરીક્ષણ કરતા **શ્રીરત્નશેખર-રત્નવતી** કથાની પ્રત તેઓના જોવામાં આવી હતી. એ પ્રતની પ્રેસકોપી કરી લેવા માટેની માંગણી કરતા **શ્રીઆત્માનંદ જૈન જ્ઞાનમંદિરના** કાર્યવાહક **માસ્ટર જીવણલાલ હરગોવનદાસ ડભોઈવાલાએ** એ પ્રત આપવાની ઉદારતા બતાવી છે તે માટે તેમનો પણ આભાર માનએ છીએ.

—પ્રકાશક

# બે બોલ

જગતના ચોગાનમા શ્રી વીતરાગ ભગવંતનું શાસન ન્યાય્ય, નિર્દોષ, અપ્રતિમ અને અદ્વિતીય ઉપકારકપણે પ્રસિદ્ધિને પામ્યુ છે. તે જિનેશ્વરના પરમ પવિત્ર ઉપકારક શાસનમા અનેક પ્રકારે અનેક આચાર્યભગવંતોએ તત્ત્વોની દાર્શનિક ચર્ચા, તેમજ સ્યાદ્‌વાદ સિદ્ધાન્તની ઝીણવટભરી પરીક્ષાપૂર્વક સર્વ તત્ત્વોમા વ્યાપકતા સિદ્ધ કરી આપી છે.

તે જ રીતે તે તત્ત્વોને હૃદયગમ બનાવવા અનેક પ્રકારના **ચરિત** તથા **કલ્પિત** આખ્યાનો–આખ્યાયિકાઓને ગ્રથમા ગુથી ગુથીને સુજ્ઞ અને અજ્ઞોને આકર્ષ્યા છે, એટલું જ નહિ પણ આત્મતત્ત્વમા સ્થિર કર્યા છે

આવી કથાઓ પૂર્વતન સમયમાં ક્રોડોની સખ્યામા હતી પણ સર્વભક્ષી કાલના વિકરાલ પંજામા સપડાઇ ગયેલા મુનિઓ તેને ભૂલતા ગયા જેથી આજે થોડી–થોડી છૂટક છૂટક અનેક કથાઓ–વાર્તાઓ–રૂપકો મળી રહે છે જે મહાપુરુષોએ તેને સાચવીને આજ સુધી સંગ્રહી રાખી છે તે મહાપુરુષોને કોટીશ વંદન કરીએ છીએ

તેમાના એક મહાપુરુષે ‘ રયણસેહરનિવકહા ’, પ્રાકૃતમા રચી હતી આ કથા સહસ્રાવધાની આચાર્ય શ્રી મુનિસુદર-સૂરીશ્વરજી મ૦ના દ્વિતીય શિષ્ય જયચંદ્રસૂરિ મ૦ના શિષ્ય આચાર્યશ્રી જિનહર્ષસૂરિ મહારાજાએ ૧૪૯૭ મા ચિતોડમા નિબદ્ધ કરી હતી. આ રચનાનો આધાર આચાર્યશ્રીજી આગમ બતાવે છે, પણ કાલવશાત્ તે કથા આગમમા આપણા જોવામા આવતી નથી એટલા માત્રથી નિર્મૂલ છે, એમ માનવાને કોઇ કારણ નથી, કેમકે, ‘ नामूलं लिख्यते किंचित् ’ અર્થાત્ આધાર વગર કશું લખાતું નથી, માટે મૂલકારને કોઇ ગ્રથમા લખેલી મળેલી હોવી જોઇએ. આપણને હાલમા મળતી નથી

કદાચ માનો કે લખેલી ન પણ મળી હોય તો પરંપરાથી મળી આવી હોય! એવી કેટલીયે ઘટનાઓ જગતમાં બને છે કે, જેનો ગ્રંથોમા ઉલ્લેખ ન પણ હોય અને જે ગ્રંથોમાં ઉલ્લેખ થયો હોય તેવા ગ્રંથો નષ્ટ થઇ ગયા હોય! એટલે પણ આપણને મૂળ આધાર ન મળે એટલા માત્રથી આ કથા કલ્પિત છે, પર્વના માહાત્મ્યને પોષવા સારુ તે સમયને અનુલક્ષીને તૈયાર કરવામાં આવી છે એવો ખોટો પ્રચાર કરવો એ એક જાતનો સર્વતોમુખી કલ્યાણ કામનાવાળા નિઃસ્પૃહ પૂર્વપુરુષો ઉપરનો ઉપકાર માનવાને બદલે અપકાર જ કરી રહ્યા છીએ!

વળી જૈન શ્રમણોએ જે કંઇ લખ્યું છે તે જનકલ્યાણને નિજકલ્યાણને માટે જ લખ્યું છે.

એઓશ્રીની એક ભીષ્મ પ્રતિજ્ઞા હોય છે કે—જીવનપર્યન્ત અસત્ય ભાષણ કરવું નહીં, કરાવવું નહીં અને કરતાને ભલો સમજવો નહીં, જૈન શ્રમણ એટલે સત્યતત્ત્વનો પૂજારી, પ્રચારી, વિકાસી, અસત્ય તત્ત્વોથી દૂર-સુદૂર રહેનાર, ક્રોધ, માન, માયા કે હાસ્યથી પણ અસત્ય ભાષણ નહીં કરનાર, જેની વાણીમાં, કલમમાં કે વિચારમાં અસત્યનો વિકાર કદી હોય નહીં, તેઓ પ્રવચનકાર, લેખક અને વિચારક માટે જ જૈન શ્રમણોએ લોકોપકારક જે જૈન સાહિત્ય લખ્યું છે, તે અક્ષરશઃ સત્ય છે, એમ મારી પૂર્ણ શ્રદ્ધા છે. આજનો પ્રગતિયુગ? ભલે મને અંધશ્રદ્ધાળુ કહે! જૈન ગ્રન્થકારોએ જ્યાં કલ્પિત કથા કહી છે ત્યાં પોતે જ કહી દીધું કે, આ કલ્પિત છે. જૈન શ્રમણોની કથાવસ્તુ એ એક પરમ સત્યનો સંગ્રહ છે, એમ આપણે ઊઘાડે છોગે સહુની આગળ છાતી ઠોકીને કહી શકીએ છીએ તેથી જ જૈનશાસનના ચાર અનુયોગો પૈકી કથાનુયોગમાં આવતી કથાઓના બે ભાગ પાડ્યા છે. એક કલ્પિત તથા ચરિત.[1]

૧. ચરિત—બનેલા બનાવોનું બ્યાન કરતી કથાઓ.

ખાસ વાત એ છે કે, કથાના ભેદોને જાણુનારો, જૈન તો એમ કદી માની કે લખી જ શકે નહીં કે અમારા જૈન શ્રમણોએ બુદ્ધિથી કલ્પીને લખેલું છે. એ આત્મકલ્યાણુના મહાસાગરમા સ્નાન કરતા જૈન શ્રમણોએ આજદિન સુધી જે કાઇ લખ્યું છે તે પોતાની વિદ્વત્તા, પ્રખ્યાતિ કે પૂજનીયતા પામવા સારુ નહીં પણુ જનકલ્યાણુ અને નિજકલ્યાણુની એક પરમ શ્રેય કામનાથી જ લખ્યું છે; માટે જ જૈન કથાસાહિત્ય, એ જનકલ્યાણુનો મહાસ્રોત છે.

આ પ્રાકૃત રચના ઉપરથી જ શ્રી રત્નશેખરનરેન્દ્ર રત્નવતી રાણી કથાની સંસ્કૃત ભાષામય રચના શ્રી દયાવર્ધન-ગણિવરે કરી છે.

ગ્રન્થકર્તા પોતે જ લખે છે કે, ‘अस्य कथा चिरन्तनग्रन्थस्य दुरवगमत्वात् प्राकृतत्वाच्च चम्पूकथाबन्धेनैव प्रपञ्च्यते’ इति, એટલે દીવા જેવુ સ્પષ્ટ થઇ જાય છે કે આ સસ્કૃતભાષા બદ્ધ ચંપૂ કથા, પ્રાચીન પ્રાકૃત ગ્રંથના આધારેજ થઇ છે. જેથી આ ગ્રથને મૂલભૂત આધાર શ્રીજિનહર્ષગણિકૃત ‘श्रीरयणसेहरनिवकहा’ છે

પર્વતિથિનુ વર્ણુન કરતા પ્રાકૃત પ્રબધમા સિરિસમયામિયસૂરિ અને આ ચપૂકથામાં જયસિહસૂરિ આમ નામભેદ આવે છે. તેમજ પ્રાકૃત રચનામા ‘એગો દેવો’ આમ સામાન્ય નિર્દેશ આવે છે જ્યારે આ ચંપૂમાં ‘માણિભદ્ર’ આવો વિશેષ નામનો નિર્દેશ આવે છે તેથી કદાચ ચિરતન ગ્રંથ–શબ્દથી ગ્રંથકારને વિવક્ષિત કોઇ બીજી રચના હોય તો કહેવું પડશે કે આપણુને પ્રાપ્ત થતી પ્રાકૃત રચના સિવાયની, બીજી પણુ કોઇ પ્રાકૃત રચના હશે! કદાચ તે રચનાનો આધાર જિનહર્ષસૂરિ મહારાજે લીધો હોય! જો તેની વિદ્વાનો શોધ કરશે તો આ વિષયમા એક નવો પ્રકાશ પડશે!

આ કથા શબ્દ ‘कथ, वाक्यप्रबंधे’ આ ક્રિયાપદ ઉપરથી બનેલો છે, જેનો અર્થ પ્રશ્નોત્તર પદ્ધતિથી સમાજ

અથવા ધર્મનો વિચાર કરવો આ અને એવા વાક્યસમૂહને પણ કથા કહેવામાં આવે છે. આ લક્ષણ પ્રકૃત ગ્રંથમાં પરિપૂર્ણ ઘટે છે. તે વાક્યસમૂહ કેવલ શ્લોકમાં અથવા કેવલ ગદ્યમાં અથવા ગદ્યપદ્યસમૂહમા દેખાય છે. આ ગ્રંથ ગદ્યપદ્યાત્મક છે માટે ચંપૂકથા કહેવાય છે.

આ કથાનો મુખ્ય ઉદ્દેશ પર્વતિથિઆરાધન છે, તેથી આ ગ્રંથમાં કેટલી પર્વતિથિઓ છે, તેનું શાસ્ત્રીય પ્રતિપાદન કરવામાં આવ્યું છે

આરાધનાનો વિષય, કેવલ પર્વતિથિ જ છે, આવી કોઈ માન્યતા ન કરી બેસે તે માટેની તકેદારી રાખી છે તેથી જ પ્રાચીન–અતિ પ્રાચીન એવી અનેક ગાથાઓ ટાંકીને સર્વ–દિનોમાં પણ તપ જપાદિક કરી શકાય છે તેની સાબિતી કરી આપી છે. વળી સામાયિકમા કેટલા ઉપકરણો–સાધનો જોઇએ તે માટે પણ ગ્રન્થકારે અનુયોગદ્વારચૂર્ણીનો પાઠ[1] મૂકીને તે પણ સ્પષ્ટ કરી આપ્યું છે, કે; સામાયિક કરનારે સ્થાપનાચાર્યજી, મુખવસ્ત્રિકા, જપમાલા અને દંડપુંછણ–ચરવળો જોઇએ એટલે સામાયિકમાં કેટલાક ચરવળો રાખવામાં પ્રમાદ સેવે છે અથવા જેનો નિષેધ કરે છે તેમને આ પ્રમાણ, પ્રમાદ દૂર કરી ચરવળો રાખવો જોઇએ એમ ભાર મૂકે છે. આ પ્રમાણે આ નાનકડા ચંપૂપ્રબંધમાં ગ્રંથકારે અનેક વિષયોનું સંકલન અને સમર્થન કર્યું છે

આ ચંપૂગ્રંથ છે, એમ ગ્રંથકારે ઉલ્લેખ કર્યો છે, તો તેમાં ચંપૂનું લક્ષણ ઘટમાન થાય છે કે નહીં ? તે હવે વિચારીએ.

निर्दोषा लक्षणवती सरीतिर्गुणभूषणा । मालङ्कररसानेकवृत्तिर्वाकव्यनामभाक् ॥

एतल्लक्षणविशिष्टत्वे सति गद्यपद्यात्मकत्वं चम्प्वा लक्षणम् ।

---

1 ' सामाइयकयस्स समणोवासगस्स कइविहे धम्मोवगरणे पन्नते तं जहा ठवगायरियत्ति पुत्ति जवमालियत्ति दण्डपुञ्छणयत्ति ' ।

નિર્દોષ હોય, લક્ષણવાળી, વૈદર્ભી આદિ કોઇ રીતિવાળી, પ્રસાદ આદિ ગુણયુક્ત, ઉપમા આદિ અલંકારવાળી, શાન્ત આદિ રસવાળી, ભારતી આદિ વૃત્તિવાળી, જે વાણી તે કાવ્ય કહેવાય. આ કાવ્ય જ્યારે ગદ્યપદ્ય આત્મક હોય છે, ત્યારે તે ચંપૂ કહેવાય છે. આ ગદ્યપદ્ય આત્મક કાવ્યમા ગ્રથકારે ઘણા ય સ્થળોએ પદ્યો લખ્યા છે, ઠેકાણે ઠેકાણે ઉપમા–રૂપક તથા આશ્ચર્ય આદિ અલંકારો, ભારતી આદિ વૃત્તિઓ, તથા પ્રસાદ આદિ ગુણોથી ભરપૂર પદ્યો તથા ગદ્યોનુ આલેખન કર્યું છે, જેથી આ ગ્રંથને ચપૂ કહેવામા કશો જ વાધો નથી.

આ ગ્રંથને આપણે જેમ જેમ વાંચતા જઇએ છીએ તેમ તેમ આપણને આની પ્રસાદિકતા–પ્રસન્નતા ગુણ અને શાત-કરુણ–વીર આદિ રસ ઝળકતો દેખાઈ આવે છે. ગ્રંથકારે જ્યાં જે વિષય આવ્યો તે વિષયનું નિરૂપણ, ઘણી જ સુંદરતાએ સંપૂર્ણ કર્યું છે. છોકરી સાસરે જાય છે. તે વખતની પિતાની શિખામણ આપતી ઘટના કહી જાય છે કે ‘ છોકરીએ સાસરા પક્ષમા ગયા પછી સાસુ સસરા અને પતિ આદિ સાથે કેવી રીતે વર્તવું ? ’ પુત્રની વાંછાથી બીજા અનેક ઉપાયો કરવા વ્યર્થ છે. એ વિષય એવી લાક્ષણિક શૈલીએ રજૂ કરીને ભવ્યોને સમજાવવા પ્રયત્ન કર્યો કે પુણ્યાઈ સિવાય પુત્રપ્રાપ્તિ થઈ શકે નહીં. આમ જણાવી ગર્ભિત રીતિએ જનતાને ધર્મ તરફ આકર્ષવાનો સુચારુ પ્રશંસનીય પ્રયત્ન કર્યો છે. આ ગ્રથ, કદમા નાનો હોવા છતા, અનેકાનેક વિષયોથી સમૃદ્ધ હોવાથી ‘ મહાન્ છે ’ આ બાબત, વાચકોને વાચવાથી આપોઆપ સ્પષ્ટ થઇ જાય છે.

આ ગ્રંથ, હજુ સુધી મુદ્રિત થયો નથી પરંતુ હસ્તલિખિત પ્રતિરૂપે ભંડારોમાં ઉપલબ્ધ થાય છે. તે બધી જ પ્રતિ-ઓમા કોઇ પણ પ્રકારની પુષ્પિકા નથી કે જેના આધારે ગ્રંથકારનો વિશિષ્ટ પરિચય આપણે મેળવી શકીએ ! ગ્રંથોના

અંતમાં કેવલ કર્તાએ પોતાનાં [1]નામ માત્રનો નિર્દેશ કરેલ છે.

આ ગ્રંથકાર, (શ્રી દયાવર્ધનગણી) કોના શિષ્ય હતા ? કયા ગચ્છના હતા ? કયારે થયા ? તથા તેમણે કેટલા ગ્રંથો રચ્યા ? આ બધુંય સાધનસામગ્રીના અભાવે હાલમાં અપ્રકાશિત રહે છે. છતાં એટલું તો ચોક્કસ જણાવી શકીએ કે આ ગ્રંથમાં આવતા વિષયોના વર્ણન ઉપરથી આ ગ્રંથકાર તપાગચ્છના છે

જેમકે, ખરતરગચ્છના આચાર્યો પર્વતિથિમાં જ પોષધ થાય એવી માન્યતા ધરાવે છે, જ્યારે આમાં સર્વ દિવસોમાં પોષધ આદિની આરાધના થઈ શકે છે એવું પ્રતિપાદન કરવામાં આવ્યું છે.

આ ગ્રંથકાર, તપાગચ્છની એક તપારત્ન નામની શાખામાં થયા હોય તેવો સંભવ છે કારણ કે, તપાગચ્છની પાટ-પરંપરામાં વર્ધનનામાન્તવાળા મુનિઓનો ઉલ્લેખ મારા જોવામાં આવ્યો નથી પણ તપાગચ્છની શાખા જે તપારત્ન શાખા છે તેમાં જોવા મળે છે. તે શાખાના આદ્ય પુરુષ શ્રીઉદયવર્ધનસૂરિ છે. આ નામથી ૩૫ મી પાટે આચાર્ય શ્રી ધનવર્ધન-સૂરિ મહારાજ વિ. સં. ૧૫૩૫ લગભગમાં થયા છે. દયાવર્ધનગણીનો સમય પણ આ આવે છે માટે આપણે કલ્પી શકીએ કે, દયાવર્ધનગણી તપાગચ્છની તપારત્નશાખાની પરંપરાના હશે ! હાલ તુર્ત બીજું કોઇ વિશેષ સાધન ન મળે ત્યાં સુધી એમ માનવાને પ્રેરાઈએ છીએ. તેમજ આ અંચલગચ્છીય પણ નથી; કારણ કે, શ્રાવકની આવશ્યક ક્રિયામાં ચરવળા વિ. સાધનોનું પ્રતિપાદન કરે છે. આ રીતે એઓ બીજા કોઈ ગચ્છના સંભવતા નથી કિન્તુ તપગચ્છની શાખાના છે.

શ્રીજિનહર્ષ ગણીએ કરેલી પ્રાકૃત રચનાનો આધાર લઈને 'આ રચના થઇ છે' એમ માનીએ તો ૧૫ મી સદી

१ दयावर्द्धनविज्ञेनोद्धृतैषा प्रवरा कथा । समयाम्बुनिधिर्मध्याद्धरित्र्या जयताच्चिरम् ॥

પછીના સિદ્ધ થાય અને ધનવર્ધનસૂરિની પરંપરાના માનીએ તો ૧૬ મી સદીના સિદ્ધ થાય છે, એટલે આ ગ્રંથકાર ૧૫ મી-૧૬ મી સદીના વચગાળામા થયા હોય એમ માનવું પડે।

આ ગ્રંથકારની કૃતિઓમાં આ એક જ ગ્રંથ ઉપલબ્ધ થયો છે. બીજી કૃતિઓ ઉપલબ્ધ થયેલ નથી.

**મુનિશ્રી નેમવિજયજી**, કે જેઓ સ્તુતિ-તરંગિણી ભાગ પહેલાનું સંપાદન કરી ચૂકયા છે અને તેનો ભાગ બીજો થોડા મહિનામા પ્રકાશિત કરાવવા માટેની કામના સેવી રહ્યા હોવાથી ગત વૈશાખ માસમાં પૂ ગુરુદેવેશની પાલેજમા સ્થિરતા દરમ્યાન **શ્રીઆત્માનંદ જૈન જ્ઞાનમંદિર**મા અસ્તવ્યસ્ત પડેલ હસ્તલેખિત પાનાઓનો સંગ્રહ ત્યાના માનનીય શ્રદ્ધાલુ **માસ્ટર જીવણલાલ હરગોવનદાસ ડભોઈવાલા** દ્વારા પ્રાપ્ત થયો, તેમાથી સ્તુતિ-થોયોના જોડાઓની શોધ કરતાં સદર ચરિત્ર-ગ્રંથ પણ સાપડયો આ ગ્રન્થરત્ન મને બતાવ્યો, તેને જોતા આ ગ્રંથનુ લાલિત્ય સારું દેખાયુ, જેથી અમરપ્રભાવાપન્ન મારા પરમ મિત્રવર્ય મુનિરાજશ્રી **મહિમાવિજયજી** મહારાજને વાત કરી. તેઓએ જણાવ્યું કે આ ગ્રન્થ પ્રકાશિત કરાવવા અંગે યોગ્ય સહાય અપાવીશ, જેથી આ પ્રતની પ્રેસકોપી કરાવવા માડી.

પાલેજથી વિહાર કરી મીયાગામ ગયા. જ્યાં મુંબઈથી **શા. છોટુભાઈ મણીલાલ ( લલિતબ્રધર્સ )** વંદનાર્થ આવ્યા. તેમની આગલ આ ગ્રંથ અંગેની વાતચીત થતા તેઓએ જણાવ્યુ કે **"મારા ઉપકારી પૂ. ગુરુદેવ મુનિરાજશ્રી મહિમાવિજયજી મહારાજની ગણી-પંન્યાસપદાર્પણની સ્મૃત્યર્થ તે દિવસે સહુના હસ્તકમલમાં આપી શકીએ તેવી રીતે તે સારામાં સારી રીતે તૈયાર કરાવો."** આવા પ્રેરણાત્મક ઉદ્‌ગારોથી અમારામા ખૂબ વેગ આવ્યો. ત્યારપછી આ પ્રતની નકલો પ્રાપ્ત કરવા છતાય બીજી પ્રતિઓ ઉપલબ્ધ થઈ નહિ જેથી શરૂઆતમા આ એક જ પ્રતનો

આધાર હતો, પછી શ્રીરત્નકોષમા જોતાં છાણી અને વડોદરામાં આની પ્રતો હોવાની જાણ થતા બે પ્રતો મેળવી અને તેના પાઠાન્તરો મેળવ્યા. આ બે પ્રતિઓ મળી ન હતી ત્યારે કેટલાક સ્થળો ત્રુટક હતા જે અમોએ [ ] આ ચિહ્નમાં પૂરક કર્યા હતા પણ પછીથી તે કાઢી નાંખ્યા સંપાદન કાર્યમાં આ બે પ્રતો મળી એટલે મૂલ આધાર પાલેજના ભંડારવાલી પ્રતનો છે છતાંય તે પ્રતમાં જ્યાં અશુદ્ધિઓ હતી અને બીજી બે પ્રતોમાં શુદ્ધિ હતી તે પાઠ જ અમોએ મૂક્યો છે, આ બધી પ્રતોની અંદર કથાવસ્તુ એક જ છે, કર્તા પણ એક જ છે, છતાંય ત્રણે પ્રતોની વચ-વચમાં આવતા ઉપદેશક શ્લોકો વધારે ઓછા આવે છે. પાલેજવાલી પ્રતમા જે વિષયનો એક શ્લોક હોય ત્યારે વડોદરાવાલી પ્રતમાં એ જ વિષયના પ્રાસ્તાવિક ઘણા શ્લોકો આવે તેમ છાણીવાલી પ્રતમાં પણ એમ જ બનવા પામે. એટલે આના ઉપરથી એમ તારવી શકાય છે કે પાલેજવાલી પ્રત મૂલકારે જે પ્રમાણે કથાવસ્તુમાં શ્લોકાદિ મૂક્યા છે તે જ પ્રમાણે લખાવેલી હશે ? માટે જ અમોએ પાલેજવાલી પ્રત પ્રમાણે જ શ્લોકાદિ રાખ્યા છે.

બીજી પ્રતિઓમાં લખાવનારા અથવા લખનારાઓએ આવેલા વિષયને વધારે પુષ્ટ કરવા સારૂ અથવા શ્રોતાઓને વધારે અસર નિપજાવવવા સારૂ શ્લોકો ઉમેરી દીધા હશે ! માટે ઇતિહાસના રસિક આત્માઓએ પ્રથમ ગ્રંથ કેવા સ્વરૂપમા હતો તે જાણી લેવાની જરૂરત છે. માત્ર ગ્રંથમાં આવતી ગાથાઓ કે શ્લોકોથી એમ કલ્પી લેવાની કશી જ જરૂરીઆત નથી. કેમકે જે ગાથાઓ કે શ્લોકો દ્વારા આપણે ગ્રંથકારના સમયનિર્ણય કરવા જઇએ છીએ તે ગાથાઓ કે શ્લોકો કોઈ લેખકે અંદર સમાવી લીધા પણ હોય માટે ઇતિહાસની સાચી રેખા આપવા ઇચ્છતા ઇતિહાસ પ્રેમીઓએ ખૂબ સાવધાન બનવાની જરૂર છે.

૧ મૂલ પ્રત **શ્રીઆત્માનંદ જૈન જ્ઞાનમંદિર-પાલેજ**ની છે.

૨ બીજી પ્રત **શ્રીહંસવિજયજી જૈન લાયબ્રેરી-વડોદરા**ની છે જેની હ સંજ્ઞા રાખી છે.

૩ ત્રીજી પ્રત **પ્રવર્તક શ્રીકાન્તિવિજયજી જૈન શાસ્ત્રસંગ્રહ-છાણી** (વડોદરા) છે, જેની છા સંજ્ઞા રાખી છે

અન્તમા આ ગ્રંથના સંશોધન કાર્યમા મને મદદ આપનાર વિદ્વાન્ **મુનિશ્રી ભદ્રંકરવિજયજી**ને ધન્યવાદ આપ્યા વગર રહેવાય તેમ નથી. એમને મેં જ્યારે કહ્યુ છે ત્યારે મને કોપીની શુદ્ધિ સારુ સાથ આપ્યો છે

આ કાર્યમા મારી મતિ ચાલે છે તેમા જો કોઈ આતરિક સહાય હોય તો અમારા પરમારાધ્યપાદ પરમગુરુદેવ આચાર્ય-દેવ શ્રીમદ્ **વિજયલબ્ધિસૂરીશ્વરજી** મહારાજા છે, જેમની પરમકૃપાથી મારી સયમ-નૌકા નિર્વિઘ્નપણે ગતિ કરી રહી છે તેઓશ્રીનો અનંત ઉપકાર કદી ભૂલાય તેમ નથી

આ કાર્યમા જેઓએ પ્રત્યક્ષાપ્રત્યક્ષ રીતે મને મદદ આપી છે તે સહુને અનેકશઃ ધન્યવાદ ઘટે છે

આ ગ્રંથના સંપાદન-સશોધન આદિમાં રહેલી ત્રુટિઓને અવગણીને પર્વતિથિના માહાત્મ્યને પ્રદર્શિત કરનારી કથાનુ સુધાપાન કરી અનંત કલ્યાણના માર્ગે પ્રયાણ કરનારા બનો, એજ એક સદભિલાષા સેવી વિરમુ છું.

જૈન ઉપાશ્રય મુ૦ છાણી<br>સવત ૨૦૧૪ માગસર શુ ૬<br>બુધવાર તા. ૨૭-૧૧-૧૯૫૭

પરમપૂજ્ય પરમગુરુદેવ આચાર્યદેવ<br>શ્રીમદ્વિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજ ચરણચંચરીક<br>**પં. વિક્રમવિજયગણી**

## अमरप्रभावापन्न–श्रीमहिमाविजयाख्यायिका–पन्यासपदावसरीया गीतस्तुतिकुसुमावलिः ।

—— ✠ ——

श्रीगुर्जरावनिलसत्तिलकायमाना, पूरस्ति पूर्णविभवा ननु सूरतेति ।
तीर्थेशरत्ननिलयोत्थमहःप्ररोहैः, दीपायितौ दिनमणिर्द्विजराट् च यस्याः ॥ १ ॥
आसीद्धयाचन्दतनूजरत्नं, दयोदधिः श्रीजयचन्दनामा । जिनोक्तधर्मद्युतिदीप्रतेजा, यत्रेभ्यवर्गप्रथितप्रभावः ॥ २ ॥
अर्धाङ्गिनी पतिहृदम्बुजसम्पदस्य, ह्यानवद्यसुगुणा जसवन्तिनाम्नी ।
सद्धर्मदेवगुरुभक्तिपरायणाऽऽसीत्, रात्रीशितुः कुमुदिनीव विकस्वराक्षी ॥ ३ ॥
वाँर्णत्वंक्केंरसामितेऽत्रनिशति श्रीविक्रमाब्दे वरे, द्वादश्यां स्थिरवासरेऽसितदले भाद्रे मघायां विधौ ।
लग्ने कर्कटके महेभ्यदयिता सा भव्यवेलागमे, पुत्रं सौम्यमिवामृतांशुदयिता प्रासोष्ट तेजस्विनम् ॥ ४ ॥
लोके जनानलिशिरोमुकुटेषु नूनम्, मुक्ताफलीयति शिशुः परिवर्धमानः ।
इत्थं विचिन्त्य जनकः प्रणिनाय मोती–चन्देति नाम विभवानुगुणे महेऽमुम् ॥ ५ ॥
पित्रादिभिः प्रयतनैः परिपाल्यमानः, तन्मानसं प्रमदमेदुरितं वितन्वन् ।
पुष्टिं बभार पृथुकोऽवयवैः प्रशस्तैः, शुक्ले दले प्रतिपदिन्दुरिव क्रमेण ॥ ६ ॥

विधिवदथ लिपीनां ज्ञानमासाद्य शाला-पठनमकृत तूर्णग्राहिधीराज एषः ।
गतभवसुकृताहं शास्त्रसारं गृहीत्वा, तदनु जिनपधर्मे प्रेम गाढं बबन्ध ॥ ७ ॥
निष्ठां गतेऽध्ययनकर्मणि रम्यरूपम्, सम्प्राप्तषोडशशरद्वयसं वरेण्यम् ।
शुद्धाशयं तरुणतामुपजग्मिवांसम्, तं काङ्क्षते स्म गृहिणं जनको विधातुम् ॥ ८ ॥
तदा जनपयोधरान् प्रमदयन् सुधादर्शनात्, सुभाषितसुधाकरव्रजमवक्षिपन् सर्वतः ।
प्रमोदभरपूरितेक्षणकुपीटकान् संसृजन्, अवाप नगरीमिमां विजयलब्धिसूरीश्वरः ॥ ९ ॥
सद्गुः सम्मदसम्भृतः पुरवरे व्याख्यानवाचस्पति-श्रीसूरीश्वरपादपद्मयुगलं मत्तद्विरेफोपमः ।
श्रीकैवल्यमरन्दपानरसिकोऽचुम्बज्जयोद्घोषकृत्, पूज्यानां हि न जायतेऽर्चनविधेरुल्लंघनं श्रेयसे ॥ १० ॥
अत्यन्तं विषयास्तुदन्ति हृदयं नानाभवभ्रामकाः, नित्यं तेन मलीमसं दुरितदं कृत्यं समुन्मीलति ।
धर्मं जैनमतो भवाब्धितरणे नावं श्रयित्वा जनाः ! तत्पारे विलसन्महोदयपुरीं नूनं जिहीध्वं द्रुतम् ॥ ११ ॥
नरत्वमतिदुर्लभं कथमपीह लब्धं ततो, जवेन नगरीमिमां समुपयातुमीहा यदि ।
जिनोदितमहाव्रतायनमिदं श्रयध्वं वरम्, कृतार्थयत जीवनं क्षणिकमित्यवोचद्गुरुः ॥ १२ ॥
भास्वानिव प्रकटितां निरवद्यपद्याम्, पीत्वा न्यधत्त जगतः क्षणनश्वरत्वम् ।
भ्रात्रादिबन्धुजनताऽननुयायिताञ्च, लोकान्तरं प्रति यतो हृदये कुमारः ॥ १३ ॥

માંડવીની પોળમાં, અમદાવાદ

सूरीन्द्रवागमृतसेचनपूतचेताः, दीक्षाव्रतं च परिलातुमसौ प्रबुद्धः ।
चेतस्यकामयत शाश्वतसौख्यकामः, शिक्षामिवायतिहितां मुनिशक्रपाणेः ॥ १४ ॥
संयमलक्ष्मीं चेतसि वांछन् संसृतिमग्नः शासनकांक्षी। यच्छतमाज्ञां मे हितकामौ हे पितराविनत्यर्थयति स्म ॥ १५ ॥
विदिततनयभावौ भग्नपाणिग्रहाशौ, जिनहिमकरवाणी ज्योत्स्नया दीप्रभावौ ।
भवजलनिधिपारं यातुकामं सुतेन्दुम्, मनसि च कृतवन्तौ दीक्षिणं संविधातुम् ॥ १६ ॥
स भावनाः पोषयितुं भवाब्धेः पारनायिकाः । एकाशनादि जग्राहाभिग्रहांश्च महत्तरान् ॥ १७ ॥
शासनं व्रतविधेरुपयातुं याचते स्म पितरौ विनयेन । आगता गुरुवरा अधुना मे संयमाय कुरुतां मतिमेवम् ॥ १८ ॥
अचलनियमं दृष्ट्वा तस्यात्मजस्य सुधर्मणः, तदनु पितरौ हित्वा बुद्धिं निजां मुदितौ भृशम् ।
सुमहितमहं सम्पद्युयोग्य निजालयचत्वरे, व्रतवितरणं व्यातन्वातां विधापयितुं मतिम् ॥ १९ ॥
पूर्वं पाटणपत्तने व्रतविधेरभ्यर्थने सूरिभिः, प्रोक्तां वाचमनुस्मरन् सुचरितः श्रेष्ठी पुरेऽस्मिन् स्थितैः ।
प्राज्ञैः सागरशब्दपूर्वलसितैरानन्दसूरीश्वरैः, दीक्षां दापयितुं व्यजिज्ञपदसौ सञ्चिन्त्य तान् भक्तितः ॥ २० ॥
राधे शुक्ले रसवसुनवेज्यामिते वैक्रमेऽब्दे षष्ठ्यां भानौ रजतकनकासारतः प्रीणयन् सः ।
अर्थिव्रात जलधर इव क्षेत्रिणं भक्तिनम्रो दीक्षां सूरेः कजमिव रवेराददे प्रस्फुटत्वम् ॥ २१ ॥
श्रीसागरानन्दमुनीन्द्ररम्य-हस्ताम्बुजात् सयममाप्य धीमान् ।

व्यद्योतताऽत्यन्तमुपेत्य शाखी वसन्तलक्ष्मीमिव चोत्सवेऽस्मिन् ॥ २२ ॥
महाव्रतरमायुतं शरदमाप्य शीतांशुवत्, प्रभासुरममुं गुरुर्निगमविज्ञसूरीश्वरः ।
प्रवीणविजयस्य वै पदपयोजसेवाचणम् । व्यधत्त महिमाभिधं महितकीर्त्तिकल्पागमम् ॥ २३ ॥
ओस्वालवंशे नहि भूतपूर्वो दीक्षामहः सूरतपत्तनेऽस्मिन् । महेभ्यबालस्य बभूव लोकस्ततस्मात्तु तोपाश्रुपरीतनेत्रः ॥२४॥
" यस्याजर्याऽमरमहिमतो वासचूर्णाक्षताद्यं, पुण्यप्राप्यं शिरसि पतति स्फारधर्मैकहेतुः ।
नानासंस्था व्रतदिवमतः प्रागदुर्भावपूर्वं, यस्मै स्मृत्यञ्जलिममिदं मानपत्रं पवित्रम् ॥ १ ॥
अजीमगञ्जवास्तव्यो, राजा विजयसिंहकः । दिव्यं तेजो ददर्शैकं, यद्दीक्षासमये खलु ॥ २ ॥
जयचन्द्रः पिता यस्य, श्राद्धः संयमरागवान् । गर्भश्रीमान् जिने भक्तः, कर्मग्रन्थादिशास्त्रवित् ॥ ३ ॥
सहस्राणां तु विंशत्या, रूपकैर्निर्ममे मुदा । जैनानन्दाह्वचिद्गेहं, महादानपरायणः ॥ युग्मम् ॥ ४ ॥
महिमाकारणं लोके महिमासम्पदावृतः । महिमासद्गुरुर्जीया-ज्जैनधर्मप्रभावकः ॥ ५ ॥ "
अङ्कलेश्वरमुपेत्य संयमी सूरिपुङ्गवमनुव्रजन् पुरम् । संयमं गुरुमवाप्य दिद्युते पारिजात इव कल्पशाखिषु ॥ २५ ॥
क्षमाधरोऽसौ गिरिवद्बुधश्रियं दधन्नमोवद्विधिवद्ध्वान्तकृत् । जगज्जनस्तव्ययशः सुमश्रियः सुपर्वशाखीव बभौ मुनीश्वरः २६
महिमाविजयो गुरुणा प्रभुणा विचरन्नखिलं श्रुतमाप्य जवात् । सहजामरशक्तिधरो महसा मिहिरं तिरयन् तपसा व्यतपत् ॥
जयतु जयतु धीमानोसवालान्वयेन्दुः जयतु जयतु भृङ्गः सूरिपादाम्बुजस्य ।

जयतु जयतु यूनां हृत्सु धर्मस्य वक्ता, जयतु जयतु कर्मग्रन्थिभेत्तृप्रवीणः ॥ २८ ॥
जयतु जयतु सर्वप्राणिरक्षाधुरीणः जयतु जयतु तृष्णामानमायाविहीनः ।
जयतु जयतु चेतःपद्मराजज्जिनेन्द्रः, जयतु जयतु भव्याम्भोजभानुर्मुनीन्द्रः ॥ २९ ॥
उत्पथे प्रस्थितान् सत्पथे स्थापयन्नप्रतां स्पर्धिनो दुर्नयानुन्नयन् ।
शान्तिदान्त्यादिभिर्मार्दवैरार्जवैरेधमानो वशी भ्राजते स्म क्षितौ ॥ ३० ॥
जगन्वान् क्रमाभ्यां हि सौराष्ट्रनीवृन्महाराष्ट्रदेशौ क्रमाद्गुर्जरांश्च ।
विमोहान् प्रबुद्धान् प्रकुर्वन् महात्मा, व्यतीयाय वर्षाननेकान् मुनीन्द्रः ॥ ३१ ॥
दीने धनाढ्ये सुधियोऽस्य दृष्टिर्भक्तेऽप्यभक्ते सदृशी चकास्ते । प्रावृट्पयोदस्य हि वृष्टिराम्रवणे सदृक्षा पिचुमन्दवृक्षे ॥३२॥
प्राज्ञस्य यस्य शमकेसरिशोभिचेतो-दर्यां समुत्कटरुषा द्विरदो विधातुम् ।
नालं प्रवेशमपि मृत्युभयादिवासौ स्यान्मङ्गलाय महिमाविजयो नराणाम् ॥ ३३ ॥
श्रीमत्प्रवीणविजयश्रमणेन्दुनाऽमुम्, सम्प्राप्य पूर्षु मुदमादधिरे जनौघाः ।
केचित् कुतूहलयुता अपरे प्रणन्तुम्, अन्ये विलोकितुमुपाययुरत्र भव्याः ॥ ३४ ॥
सुहृदमरमहिम्ना नैजतेजोविभूत्या जगति विदितकीर्तिर्लब्धिसूरेः पदाब्जम् ।
चुघवरगुरुदीप्रः त्रीन्दुनाक्षिवर्षे, विधुरिव गुरुमेघः स्तम्भपुर्यां चुचुम्ब ॥ ३५ ॥

छायापुरीमथ समेत्य विहृत्य सर्वे, प्राट्ट्पयोदद्विमान्यवमन् विनिन्युः ।
पीत्वा न मापणमुभाः श्रवणाञ्जलिभ्याम्, सूरीशितुर्मद्दमकार्पुरनेकधेभ्याः ॥ ३६ ॥

❀ श्रीपन्यासपदावसरीया गीतस्तुतिकुसुमावलिः ❀

अर्हद्धर्मपयोधिकौस्तुभमणिस्तत्त्वावबोधेक्षणो भव्यस्वान्तसरोरुहाम्बरमणिः संवेगिचूडामणिः ।
शान्त्यानन्दगुणाभिरञ्जितमना लब्धिप्रवीणः सुधीः पन्यासो महिमामुनिर्विजयतां दैवप्रभावाञ्चितः ॥३७॥
यस्यार्हत्पदकंजमञ्जिसततं स्वान्तं शिवक्षेत्रदृक् हृद्द्वारि मुखं वचो वदनवत्तुण्टिप्रदं सन्ततम् ।
वाणीवन्नयनं सुवर्णममलं सोऽयं तपोमन्दिरम् पन्यासो महिमामुनिर्विजयतां श्रीलब्धिसूरेः शिशुः ॥ ३८ ॥
योऽम्भोनुत्यतिरेकतः किमपि नो वस्त्वीहते वाञ्छया पाथोधिर्न नदीन उक्त उत वै यत्पादपद्माश्रितः ।
तेजिष्ठो भवदावतापहृदमौ धर्मोपदेष्टा नृणाम् पन्न्यासो महिमामुनिर्विजयतां प्राज्ञप्रवीणार्भकः ॥ ३९ ॥
वृन्दं दक्मरसीरुहां विकसति स्वान्ताब्जवृन्दं तथा पन्न्यासेतिपदाचलोदयजुषस्तेजोविशेषान्नृणाम् ।
यस्यर्षेः स तपोधनः सुमहितस्तत्त्वाभिधायी सदा पन्न्यासो महिमामुनिर्विजयतां सेव्यो मुनीनां गणैः ॥ ४० ॥
कीर्त्या सौरभयन् भुवस्तलमसौ वन्दारुभव्यस्तुतः तत्त्वज्ञाननिधिर्व्रतिक्षितिवृपा ध्यानाब्धिमध्यस्थितः ।
संसारामयरुग्णभव्यकमलव्याकोशनाहर्मणिः पन्न्यासो महिमामुनिर्विजयतामानन्दसान्द्ररसदा ॥ ४१ ॥
पीत्वा यस्य च चित्रकृद्गुणगणान् कर्णामृतस्यन्दिनः, सानन्दा भविनो निर्नंसुरसिकाः कीर्त्या प्रणुन्ना इव ।

पादाम्भोजसमक्षमेत्य नितरामानन्दमुद्बिभ्रते, पन्न्यासो महिमामुनिर्विजयतां सोऽयं गणिग्रामणीः ॥ ४२ ॥
कन्दर्पाद्यरिपट्कघातुकतपस्तेजोविशेषोदयात्, दूरे यस्य नृणामघानि पुरतः श्रेयांसि भूयांसि च ।
सोल्लासं पिबतां पुनर्भवदवप्रध्वंसिवाणीसुधाः, पन्न्यासो महिमामुनिर्विजयतां यूनां मनोहार्यसौ ॥ ४३ ॥
यस्याहुर्नवपल्लवोरुमदहृत् पादाम्बुजन्माऽधियः, ते जल्पन्तु परन्तु संसृतिखरातापातपत्रं हि तत् ।
लोकानामभिनन्द्य एष यतिराट् सर्वासुमद्रक्षकः, पन्न्यासो महिमामुनिर्विजयतां कारुण्यवारांनिधिः ॥ ४४ ॥
मुनिवर्य ! मोहभुग्ना व्यसनविविग्ना विरोधिभिर्भग्नाः । उपतापैरपि रुग्णाः त्वां वीक्ष्यानन्दसंप्लवे मग्नाः ॥ ४५ ॥
तावकशुभगुणसौरभविभवैरधिवासितं मम स्वान्तम् । नारायणार्यकृतिनो गातुं तानीरयति भृशं रसनाम् ॥ ४६ ॥
छोटालालधनेश्वरो ननु मणीलालस्य सूनुर्वरो, ज्ञात्वैतस्य शमक्षमागुरुतपोगुर्वर्हणादीन् गुणान् ।
भक्त्युद्रेकत उत्तमोत्तमपदप्राप्तीच्छयाऽहर्निशम्, सम्पत्त्या करणत्रयेण च मुनेरासेवतेऽङ्घ्र्यम्बुजम् ॥ ४७ ॥
युक्तं तत् सरलात्मनो भवभयद्रष्टुर्गुणग्राहिणः, सम्यक् श्रावकधर्मकर्मविदुषः सम्यक्त्वचूडामणेः ।
योग्यं कालमुदीक्ष्य यद्धनमसौ निर्लोभतः श्रद्धया, सेवायां प्रयुनक्ति सद्गुणिमणेः, युक्तस्य सर्वे वशाः ॥ ४८ ॥

शं भवतु जगतः ।

संयोजकः—नारायणाचार्यः न्यायाचार्यः
अनन्तपुर वास्तव्यः [ आन्ध्र ]

(૧) શ્રી ગુર્જરભૂમિના દેદીપ્યમાન તિલકરૂપ, વૈભવથી ભરપૂર **સુરત** નામની નગરી છે. જે સુરતનગરીમાં જિનેશ્વરોના રત્નજડિત મંદિરોથી ઉઠેલ તેજપુંજોથી સૂર્ય અને ચન્દ્ર, દીવા સમાન ભાસે છે અર્થાત્ સૂર્ય અને ચન્દ્ર ઝાંખા પડેલા માલુમ પડે છે.

(૨) જે સુરતનગરમાં, શ્રેષ્ઠિવર્ગમાં પ્રભાત પાડનાર, જૈન ધર્મના પ્રકાશથી તેજસ્વી, દયાના સાગર શ્રીજયચંદ નામના શ્રેષ્ઠી, દયાચંદશેઠના પુત્રરત્ન હતા

(૩) પતિના હૃદયકમલની સંપદારૂપ, નિર્મલ રમણીય સદ્‌ગુણસંપન્ના, સુદેવ-સુગુરુ-સુધર્મની સેવામાં પરાયણા **જશવંતી** નામની, આ જયચંદશેઠની, ચંદ્રથી જેમ કમલિની વિકસ્વરનેત્રા હોય છે તેમ વિકસ્વરનેત્રા, અર્ધાંગના હતી.

(૪) **વિક્રમ સંવત ૧૯૬૫ની** સાલમા, **મઘાનક્ષત્રમા** ચંદ્રમા વર્તમાને **ભાદરવા વદી ૧૨** ના દિને, કર્ક-લગ્ન વહમાને ભવ્યવેલામાં, જેમ રોહિણી, બુધને જન્મ આપે તેમ શેઠાણી શ્રીજશવંતીએ તેજસ્વી પુત્રને જન્મ આપ્યો.

(૫) આ જગતમાં વધતો જતો પુત્ર, જનતાના મસ્તકમુકુટોમાં અવશ્ય મોતી જેવો થશે, એમ માની વૈભવ-અનુસારે મહોત્સવપૂર્વક પિતાશ્રી **જયચંદશેઠે** આ પુત્રનું નામ **મોતીચંદ** એવું રાખ્યું.

(૬) પ્રયત્નપૂર્વક, પિતાઆદિથી લાલનપાલનમાં રખાતો, માબાપના મનને હર્ષથી ભરી દેતો, **મોતીચંદકુમાર,** પ્રશસ્ત અવયવોથી, શુક્લપક્ષમા જેમ બીજનો ચંદ્રમા, ક્રમે ક્રમે વૃદ્ધિ પામે, તેમ વૃદ્ધિ પામવા લાગ્યો.

(૭) અથ વિધિ પ્રમાણે લિપિઓનું જ્ઞાન પ્રાપ્ત કરીને શીઘ્રગ્રાહી બુદ્ધિના રાજા **મોતીચંદભાઇએ** શાળાનું અધ્યયન કરી દીધું, ત્યારબાદ પૂર્વભવના પુણ્ય પ્રમાણે શાસ્ત્રનું તત્ત્વ ગ્રહણ કરીને, જિનેશ્વર ભગવાનના ધર્મમાં ગાઢ રઢ લગાવી દીધી

(૮) અધ્યયન કર્મ, સમાપ્ત થયા બાદ, રમણીયરૂપ મૂર્તિ, શુદ્ધ ભાવવાળા, ઉત્તમ, સોલ વર્ષની ઉમરવાળા તરુણ

મોતીચંદભાઇને પિતાશ્રીએ ગૃહસ્થાશ્રમમાં જોડવાની ઇચ્છા કરી.

(૯) સુધાશા દર્શનદ્વારા જનતારૂપ મેઘોને આનંદિત બનાવતા, સુવચનરૂપ અમૃત કિરણોને ચારે બાજુ વર્ષાવતા, હર્ષાશ્રુપૂર્ણ લોકોને કરતા શ્રીમાન્ વિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજા, આ સુરતનગરીમા દબદબાપૂર્વક પધાર્યા.

(૧૦) સુરતનગરમાં હર્ષપૂર્ણ, શ્ર કૈવલ્ય-મોક્ષવિષયક રસપાન રસિક, જયનાદ કરતો, મત્તભ્રમર સમાન સઘ, વ્યાખ્યાનવાચસ્પતિ શ્રી લબ્ધિસૂરીશ્વરજી મહારાજના ચરણકમલને પૂજવા લાગ્યો; કારણ કે, પૂજ્યપુરુષોની પૂજનક્રિયાનું ઉલ્લંઘન, શ્રેયસ્કર બનતું નથી.

(૧૧) અનેક ભવોમા ભમાડનારા વિષયો હૃદયને દુખી બનાવે છે, અને તેથી પાપજનક દુષ્ટ કર્તવ્ય હમેશા ઉદ્ભવે છે, માટે સંસારસાગરથી તારનાર–નૌકારૂપ જૈનધર્મનો આશ્રય કરીને, હે માનવો ! તમે સંસારના કિનારે અત્યંત રમણીય મોક્ષનગરીમા શીઘ્રતાથી અવશ્ય જાઓ–આ પ્રમાણે આચાર્યવર્યે ઉપદેશ આપ્યો.

(૧૨) આ સંસારમા મહામુશીબતે અતિદુર્લભ નરભવ પ્રાપ્ત કરેલ છે, તેથી જો વેગપૂર્વક આ મોક્ષનગરીમાં જવાની ઇચ્છા હો તો ભાગવતી પ્રવ્રજ્યારૂપ માર્ગનું શરણ સ્વીકારો ! ક્ષણિક જીવનને કૃતકૃત્ય બનાવો ! ઇત્યાદિ ઉપદેશ આચાર્યવર્યે આપ્યો

(૧૩) જેમ સૂર્ય નિર્મલ માર્ગને બતાવે છે, તેમ સૂરિમહારાજથી દર્શિત નિર્મલ જૈન માર્ગને જાણી, જ્ઞાની દુનીયાની ક્ષણભગુરતાને અને પરલોક જનારની પાછળ ભાઇ વિગેરે બંધુ જનતા જતી નથી એરૂપ વૈરાગ્ય વાસનાને હૃદય મંદિરમા મોતીચંદ કુમારે પ્રતિષ્ઠિત કરી

(૧૪) શ્રી લબ્ધિસૂરીશ્વરજી મહારાજના વચનામૃતના સિંચનથી પવિત્ર મનવાળા, જાગૃત થયેલા, શાશ્વતસુખની

કામનાવાળા, આ **મોતીચંદકુમારે**. ભવિષ્યમા હિતકારક શિક્ષા ગ્રહણની માફક સૂરીન્દ્ર આચાર્યમહારાજના હાથે ભવિષ્યમાં ભદ્રકરનાર ભાગવતીદીક્ષા લેવાની ઇચ્છા મનમાં ધારણ કરી.

(૧૫) 'હિતૈષી હે પૂજ્ય પિતાશ્રી! અને પૂજ્ય માતુશ્રી! મને ભાગવતી દીક્ષા લેવાની આજ્ઞા આપો' આ પ્રમાણે, સંસારથી નિર્વિણ્ણ, શાસનપ્રેમી, સંયમલક્ષ્મીને મનમાં ઇચ્છતા **મોતીચંદકુમારે**, પ્રાર્થના કરી.

(૧૬) મારો પુત્ર પરણશે આવી આશા જેમની તૂટી ગઈ છે, જેમણે પુત્રરત્નનું મન જાણી લીધું છે એવા, જિનચંદ્રની વાણીરૂપ ચંદ્રિકાથી દેદીપ્યમાન ભાવવાળા શેઠજયચંદભાઇએ અને શેઠાણીજશવંતીબ્હેને સંસારસાગરના પારને પામવાની કામનાવાળા પોતાના **મોતીચંદ**પુત્રને દીક્ષિત–ભાગવતી પ્રવ્રજ્યાથી સુશોભિત બનાવવાનો સંકલ્પ કર્યો.

(૧૭) તે **મોતીચંદકુમારે**, સંસારસાગરથી પાર લઇ જનારી ભાવનાઓને પોષવા ખાતર, એકાસન આદિ વ્રત અને મોટા મોટા અભિગ્રહો અંગીકાર કર્યાં.

(૧૮) દીક્ષાની આજ્ઞા મેળવવા માટે, **મોતીચંદભાઇએ** વિનયપૂર્વક માબાપની આગળ યાચના કરી કે–' ગુરુમહારાજ આવી ગયા છે માટે આપશ્રી જલ્દી દીક્ષાની આજ્ઞા આપો!'

(૧૯) **મોતીચંદભાઇના** માબાપ, પોતાના ઘરને આંગણે, વૈભવાનુસારે, મહોત્સવસહિત, સ્વપુત્રને, વ્રતપ્રદાન કરાવવાની શુભમતિ કરવા લાગ્યા.

(૨૦) પહેલા, **અણહિલ્લપુર–પાટણમાં** બિરાજમાન આચાર્યમહારાજશ્રી **લબ્ધિસૂરીશ્વરજીને** પ્રાર્થના કરતાં તેઓશ્રીએ દર્શાવેલ વાણીને સ્મરણમા રાખી, આ પુણ્યચરિત શેઠે, આ નગરમા બિરાજમાન વિદ્વાન્ **સાગરાનંદસૂરિજીને** દીક્ષા આપવા વિનવ્યા અને તેમણે સ્વીકાર કર્યો.

(૨૧) **વિક્રમ સંવત્ ૧૯૮૬** ની સાલે, **વૈશાખશુદી છઠના** દિવસે, રવિવારે, જેમ મેઘ ખેડૂતને ખુશ કરે તેમ રૂપા-સોનાના જોરદાર વરસાદથી યાચકવર્ગને ખુશ કરતા, ભક્તિનમ્ર **મોતીચંદભાઇએ** જેમ સૂર્યથી કમલ વિકાસને ગ્રહણ કરે તેમ સૂરિમહારાજથી **દીક્ષા ગ્રહણ** કરી.

(૨૨) **શ્રીઆનંદસાગરસૂરિજીના** રમ્ય હસ્તકમલથી સંયમને સ્વીકારી, વસંતઋતુની લક્ષ્મીને પામી જેમ વૃક્ષ શોભે તેમ **મોતીચંદભાઇ** વિશેષ દીપવા લાગ્યા

(૨૩) શરદૃઋતુને પામી, જેમ ચંદ્રમા, વિશેષ દેદીપ્યમાન બને છે તેમ મહાવ્રતની લક્ષ્મીને પામી, વિશેષ દેદીપ્યમાન બનેલા આ **મોતીચંદભાઇનુ** શુભનામ, આગમવિજ્ઞ આચાર્યમહારાજે, વિશ્વપૂજ્ય કીર્તિના કલ્પવૃક્ષરૂપ '**મહિમાવિજયજી**' એવુ રાખી, પૂ પા શ્રી **પ્રવીણવિજયજી** મહારાજના શિષ્ય તરીકે જાહેરાત કરી

(૨૪) આ **સુરતશહેરમા, ઓસવાલવંશમા,** મહાશ્રેષ્ઠિવર્યના પુત્રનો પોતાના ઘરના આગણે અભૂતપૂર્વ દીક્ષા-મહોત્સવ ઉજવાયો અને તેથી જ લોક આનંદાશ્રુભીનો બન્યો

"**જે પુણ્યપુરુષના ઉત્તમાંગ પર, પૂર્વભવના મિત્રદેવના સુપ્રસાદથી, દૈવીવાસક્ષેપ, અક્ષત વિગેરે પડે** છે, અને તે બીજાઓને ધર્મપ્રાપ્તિમા અમોઘહેતુ બને છે દીક્ષાના આગલે દિવસે નવી-નવી સંસ્થાઓ તરફથી ખૂબ ભાવપૂર્વક જે પુણ્ય શ્લોકને સ્મરણાંજલિરૂપ પવિત્ર માનપત્રો એનાયત કરવામા આવ્યા હતા ॥ ૧ ॥

જે મહાપુરુષના દીક્ષા સમયે ચમત્કારિક એવો બનાવ બન્યો હતો કે, '**અજીમગંજનિવાસી રાજા વિજયસિંહ દુધેડીયાએ દેવતાઇ એક મહાતેજનો પુંજ જોયો હતો ॥ ૨ ॥**

જે મહાત્માના પિતાશ્રી, સંયમરંગી-ગર્ભશ્રીમંત-જિનભક્ત-કર્મગ્રંથ આદિ શાસ્ત્રવેત્તા **જયચંદ શેઠે** વીશ હજાર

રૂપીમાના ખર્ચે (સુરતમા) જૈનાનન્દપુસ્તકાલય નિર્માણ કરેલ છે ॥ ૩-૪ ॥ એવા તે, મહિમાની સંપદાથી યુક્ત, મહિમા-મહામંગલના કારણરૂપ, જૈનધર્મપ્રભાવક શ્રીમહિમાવિજયજી સદ્ગુરુ સદા જયવંતા વર્તો. ॥ ૫ ॥ "

(૨૫) સૂરિપુંગવની સાથે સંયમી શ્રીમહિમાવિજયજી, અંકલેશ્વર નામના ગામમાં આવીને વડીદીક્ષા પ્રાપ્ત કરી જેમ કલ્પવૃક્ષોમા પારિજાત શોભે તેમ અત્યંત દીપવા લાગ્યા

(૨૬) પર્વતની માફક (ક્ષમા-પૃથ્વી) ક્ષમા-સહનશીલતાને ધારણ કરનાર, આકાશની માફક બુધ-(બુધનામકગ્રહ) પંડિતની શોભાને ધારણ કરતા, વિધિ-વિધાતાની માફક ભવના અંત(જન્મ મરણરૂપ સંસારના અંત) ને કરનાર, જગતના જનોથી સ્તવવાલાયક, યશકુસુમની લક્ષ્મીના કલ્પવૃક્ષસમાન મુનીશ્વર શોભવા લાગ્યા

(૨૭) સમર્થ ગુરુની સાથે વિચરનાર, વેગથી સમસ્ત શ્રુતને પ્રાપ્ત કરીને, સ્વાભાવિક દૈવીશક્તિને ધારણ કરનાર, તેજથી સૂર્યને આટી દેનાર શ્રીમહિમાવિજયજીમહારાજ તપશ્ચર્યા કરવા લાગ્યા.

(૨૮) ઓસવાલ વંશમા ચંદ્ર સમાન ધીમાન્ મહિમાવિજયજીમહારાજ, જયવંતા વર્તો ! શ્રીમાન લબ્ધિસૂરીશ્વર ચરણકમલ ભૃંગ સમાન શ્રીમહિમાવિજયજીમહારાજ, જયવંતા વર્તો ! નવજવાનોના હૃદયમાં ધર્મબીજનું વપન કરનાર શ્રીમહિમાવિજયજીમહારાજ, જયવંતા વર્તો ! કર્મશત્રુરૂપી ગાંઠને ભેદનારોમા ઉત્તમ શ્રીમહિમાવિજયજીમહારાજ જયવંતા વર્તો !

(૨૯) સર્વ જીવરક્ષામાં ધુરંધર શ્રીમહિમાવિજયજીમહારાજ જય પામો !

લોભ, માન, માયારહિત શ્રીમહિમાવિજયજીમહારાજ, જય વિજય પામો !

હૃદયકમલમાં જિનેન્દ્રભગવાનને રાખનાર શ્રીમહિમાવિજયજીમહારાજ જય પામો !

ભવ્ય કમલોને વિકસાવવામા સૂર્યસમાન શ્રી**મહિમાવિજયજી**મહારાજ, વિજય પામો !

( ૩૦ ) ઉન્માર્ગગામી પ્રાણીઓને સન્માર્ગમા જોડનાર, પરસ્પરસ્પર્ધિદુર્નયવાદીઓને નમાવનાર, શાતિ–દમન–સરલતા–કોમલતા આદિ ગુણોથી વધતા જતા મુનિશ્રી**મહિમાવિજયજી**મહારાજ પૃથ્વીપટ પર પ્રકાશવા લાગ્યા.

( ૩૧ ) પુનિત ચરણકમલથી, ક્રમશ **સૌરાષ્ટ્ર–મહારાષ્ટ્ર–ગુજરાત–મારવાડ** આદિ દેશોમા મુનિશ્રી વિહરવા લાગ્યા અને ધર્મપ્રેમ વગરના આત્માઓને ધર્મપ્રેમી બનાવતા મુનીન્દ્રે, ઘણા વર્ષો પસાર કરી લીધા.

( ૩૨ ) જેમ વર્ષાઋતુના મેઘની વૃષ્ટિ, લીબડાના વૃક્ષ ઉપર કે આબાના વનમા સરખી હોય છે, તેમ નિર્ધન કે ધનવાન પર, ભક્ત કે કમબખ્ત ઉપર, આ **વિદ્વાન્ મુનિશ્રી**ની દૃષ્ટિ એક સરખી શોભે છે.

( ૩૩ ) જે વિદ્વાન્ મુનિશ્રીની, શાતરસરૂપી કેસરીસિહથી શોભિત હૃદયરૂપી ગુફામા, મૃત્યુના ભયથી જાણે ઉગ્ર રોષરૂપી હાથી પેસવાને સમર્થ થતો નથી એવા આ **મહિમાવિજયજી**મહારાજ, જનગણના મગલ માટે થાઓ !

( ૩૪ ) શ્રીમાન **પ્રવીણવિજયજી** ગુરુમહારાજની સાથે, સર્વ નગરોમા, પ્રભાવક મુનિશ્રી**મહિમાવિજયજી**મહારાજને જોઇને, મેળવીને, જનગણ હર્ષઘેલો બનતો હતો એટલુ જ નહીં પરંતુ તેને નગરમા બહાર ગામની જનતા પણ આનદથી, કેટલીક ભક્તિથી, વદન દર્શન કરવા ખાતર ભેગી થતી હતી

( ૩૫ ) મિત્રદેવના મહિમાથી, સ્વકીય તેજપુજથી જગતમા પ્રસિદ્ધકીર્તિવાળા, પડિતપ્રવર ગુરુદેવથી દેદીપ્યમાન મુનિશ્રી **મહિમાવિજયજી**મહારાજ, જેમ ચદ્ર, ગુરુને મળે તેમ **વિક્રમ સંવત ૨૦૧૩**ની સાલમા **ખભાતનગર**મા શ્રીલબ્ધિસૂરીશ્વરના ચરણસેવામા પધાર્યા

( ૩૬ ) ત્યારબાદ, આચાર્યવર્યે સકલપરિવાર સાથે **છાણીનગર**મા દબદબાપૂર્વક ચતુર્માસ માટે પ્રવેશ કર્યો, ચતુ-

માંગ દરમ્યાન, શ્રાવકપુંગવોએ, કાન-ધ્યાન દઇ, વ્યાખ્યાનામૃતનું પાન કર્યું, એટલું જ નહીં પણ શાસનપ્રભાવનાના અનેક કાર્યો કર્યા-મહોત્સવો કર્યા.

(૩૭) જૈનધર્મરૂપી સાગરના કૌસ્તુભમણિરૂપ, તત્ત્વજ્ઞાનરૂપી દિવ્યનેત્રસંપન્ન, ભવ્યોના મનકમલમાં સૂર્યરૂપ સંવેગી સાધુઓમાં ચૂડામણિ, શાંતિ-આનંદ આદિ ગુણોમા રંગાયેલ મનવાળા, નાનાવિધ લબ્ધિઓથી પરિચિત, શ્રેષ્ઠ બુદ્ધિશાલી, દૈવીપ્રભાવસંપન્ન પંન્યાસપદારૂઢ મુનિશ્રીમહિમાવિજયજી મહારાજ, જય પામો ?

(૩૮) જેનું મન, અરિહંતભગવંતના ચરણકમલમા સતત લાગવાથી મોક્ષરૂપી ક્ષેત્રના પ્રત્યે દષ્ટિવાળ, જેનું હૃદયની માફક મનોહર વદન છે, મુખની માફક આનંદદાયી વચન છે, વચનની માફક સુવર્ણ (સારા અક્ષરવાળાં)-સારા રંગવાળાં નેત્રો છે એવા, તપસ્યા ઘરરૂપ, શ્રીમાન્ આચાર્ય લબ્ધિસૂરીશ્વરજીના શિશુ પંન્યાસજી મહારાજ શ્રી મહિમાવિજયજી વિજયવંતા વર્તો !

(૩૯) જે તપસ્વી, જલ વગર કોઇ પણ ચીજને ઇચ્છાથી ચાહતા નથી, જે મનુષ્ય, આપના ચરણકમલના શરણમાં છે તેજ ન દીન છે (અર્થાત્ દીન-દુખી-દરિદ્ર બનતો નથી) સમુદ્ર નદીન (અર્થાત્ નદીઓનો સ્વામી) નથી એવા મનુષ્યના ભવરૂપી દાવાનલના તાપને હરનાર, પ્રતાપશાલી, ધર્મોપદેશક, વિદ્વાન્ પંન્યાસ શ્રીપ્રવીણવિજયજી મહારાજના શિષ્યરત્ન શ્રીમહિમાવિજયજી મહારાજ જયશાલી હો !

(૪૦) પંન્યાસપદવીના પર્વત પર, જે ઋષિની તપસ્યાથી ઉત્પન્ન તેજ પ્રકાશે છે ત્યારે તરત જ ભાવુક મનુષ્યોના નયનકમલ ખીલે છે, મનકમલ પણ વિકસે છે એવા તપપ્રધાન, સદા તત્ત્વજ્ઞાનનો ઉપદેશ દેનાર, મુનિગણથી પૂજ્ય શ્રીમહિમાવિજયજી મહારાજ, જયશીલ હો !

( ૪૧ ) ધર્મ આદિરૂપ સમુદ્રના મધ્યમા બિરાજમાન, તત્ત્વજ્ઞાનના ભંડાર, ભવ્યોથી સ્તુતિ–યોગ્ય, સંસારરૂપી રોગથી પીડાતા ભવ્યોના હૃદયકમલને વિકસાવનાર સૂર્યસમાન, સદા આનંદમાં મગ્ન, મુનીન્દ્ર **પંન્યાસ શ્રી મહિમાવિજયજી** મહારાજ, પૃથ્વીતલને કીર્તિથી સુગંધીદાર બનાવતા જયવંતા વર્તો !

( ૪૨ ) કાનમા અમૃતવર્ષી, આશ્ચર્યકારી જેમના ગુણગણને જાણી, કીર્તિથી પ્રેરિત થયેલાની માફક, રસિક, નમવાની ઇચ્છાવાળા ભવ્યો, આનંદપૂર્વક ચરણકમલ પાસે આવીને ખૂબ આનંદને પામે છે, એવા ગણિવર્ય **શ્રીપંન્યાસશ્રીમહિમાવિજયજી** મહારાજ, જયવંતા વર્તો !

( ૪૩ ) કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, માત્સર્યરૂપી છ શત્રુવર્ગને નાશ કરનારી તપસ્યાના તેજનો ઉદય જ્યારે આપમા થયો ત્યારથી માડી, ઉલ્લાસપૂર્વક, સંસારદાવાનલશામક વાણીસુધાને પીનાર મનુષ્યોના પાપો દૂર થઇ ગયા અને નાનાવિધ કલ્યાણો નજીકમા આવી ગયા, અને નવજવાન ભવ્યોના મનનુ હરણ કરનાર **પંન્યાસશ્રીમહિમાવિજયજી** મહારાજ, વિજયવંતા વર્તો !

( ૪૪ ) જેના ચરણકમલને, મંદબુદ્ધિ પુરુષો, નવપલ્લવમદહારી તરીકે કહે છે. તેઓ ભલે કહો ! પરંતુ વસ્તુત આપના ચરણકમલ તો સંસારના ભયાનક તડકામા છત્રનુ કામ કરે છે એવા મુનિવર્ય, સકલપ્રાણિરક્ષક, લોકવન્દ્ય, કૃપાસમુદ્ર **પંન્યાસશ્રીમહિમાવિજયજી** મહારાજ, જયવંતા રહો !

( ૪૫ ) હે મુનિવર ! મોહથી આવૃત, દુ:ખથી ભીત કે વિચલિત, વિરોધીઓથી ત્રસ્તલોક, આપશ્રીના દર્શનથી જ આનન્દપ્રવાહમા મગ્ન થાય છે

( ૪૬ ) આપશ્રીના શુભ ગુણોની સુગંધના ફેલાવાથી સુગંધિત મારુ ( **ન્યાયાચાર્ય નારાયણાચાર્યનું** ) મન, આપના

શુભ ગુણોને ગાવા સારુ, જીભને વારંવાર પ્રેરણા કરે છે.

(૪૭) શ્રીમાન્ **મણિલાલ**ના જ્યેષ્ઠપુત્ર **છોટાલાલ** શેઠ, આ મુનિરાજના, શાતિ-ક્ષમા-શ્રેષ્ઠતપ-ગુરુની સેવા આદિ ગુણોને દેખી, પ્રભાવિત થઇ, ભક્તિના અતિશયથી અતિશ્રેષ્ઠ સ્થાનને મેળવવાની ઇચ્છાથી, મન, વચન અને કાયાથી, ધનથી, મુનિમહારાજના ચરણકમલની સેવામા સદા તત્પર રહે છે.

(૪૮) સરલસ્વભાવી, સંસારના ભયને દેખનાર, ગુણગ્રાહી, સારી રીતે શ્રાવકના ધર્મકર્મના જ્ઞાતા-પ્રેમી દૃઢ સમ્યગ્દૃષ્ટિ **છોટાલાલ**શેઠનું મુનિમહારાજોની સેવામાં રહેવું યુક્ત જ છે કેમકે આપ, સંપત્તિની ચંચલતાને જાણો છો, અતએવ યોગ્ય સમય જાણી, લોભ રહિત બની, શ્રદ્ધાથી આપ, **પંન્યાસપ્રવર**ની સેવામાં ધનનો વિનિયોગ કરો છો.

વાત પણ સાચી જ છે કે '**તત્ત્વજ્ઞ-નિઃસ્પૃહયોગીઓની સેવામાં આખુંય જગત્ છે**'

# शुद्धिपत्रकम् ।

| पृष्टे | पंक्ति | अशुद्धम् | शुद्धम् |
|---|---|---|---|
| १–१ | १३ | एकादश्याऽऽरानं | एकादश्याऽऽराधनं |
| ४–२ | १० | धम्मं फल | धम्मफलं |
| ५–१ | १० | विसिष्मये | विसिष्मिये |
| ६–२ | ६ | निषिष्यति | निषेधति |
| ७–१ | २ | सिध्यते | साध्यते |
| ७–१ | ११ | कन्यामाऽऽह | कन्यामाह |
| ७–२ | ६ | स्तोकारै | स्तोकाक्षरै |
| ८–२ | २ | प्रसादे | प्रासादे |
| ८–२ | ७ | व्योम– | व्योम |
| ९–१ | ३ | ध्वान्तै | ध्वान्तै |
| ९–१ | ७ | मुखा० | सुखा० |
| ९–१ | ८ | ऽऽहूत | ऽऽहूता |
| ९–२ | ४ | रसुकया | रसुक्या |
| १०–१ | ३ | मघुग | मधुरा |
| ११–१ | २ | सुण्ठी हरीतकी: | शुण्ठी हरीतकी |
| ११–१ | ३ | शुक | शुकः |
| ११–२ | २ | दत्वा | दत्त्वा |
| ११–२ | १० | पुत्रश्री | पुत्रीश्री |
| १२–१ | १ | श्रिपुरा | श्रीपुरा |
| १३–१ | २ | पृथक | पृथक् |
| १३–१ | १२ | नृपमुचतुः | नृपमूचतुः |
| १४–१ | ८ | प्रेम्ना | प्रेम्णा |

| पृष्ठे | पङ्क्ति | अशुद्धम् | शुद्धम् |
|---|---|---|---|
| १४-१ | ९ | प्रियायुग् | प्रियायुक् |
| १४-१ | १२ | गजा | गता |
| १४-२ | ४ | शुद्धं | शुद्ध |
| १५-१ | ९ | तस्या | तस्याः |
| १५-१ | १० | प्रात [ रा ] | प्रात [ र ] |
| १५-२ | १० | सभ्येषु | सभ्येषू |
| १६-१ | १ | धिग्नारी | धिङ्नारी |
| १६-१ | ३ | पायितुं | पाययितुं |
| १६-१ | ६ | कुलवद्ध | कुलवध्व |

| पृष्ठे | पंक्ति· | अशुद्धम् | शुद्धम् |
|---|---|---|---|
| १६-१ | ९ | चाम्यामि | चामामि |
| १६-१ | ९ | श्रवज्जल | स्रवज्जल |
| १६-१ | १३ | ऽन्याम् | ऽन्यम् |
| १६-२ | ४ | नृपशीर्षे | नृपशीर्षे |
| १६-२ | ५ | लक्षसि | लक्षसे |
| १७-१ | ७ | प्रभो !ऽस्ति | प्रभो ! अस्ति |
| १७-१ | १३ | सूरोऽभूत | सूरोऽभूत् |
| १७-२ | ८ | समाप्तमिति | समाप्तेति |

श्रीशङ्खेश्वरपार्श्वनाथाय नमः।
श्रीआत्म–कमल–लब्धिसूरीश्वरजगद्गुरुभ्यो नमः।
श्रीदयावर्द्धनमुनीश्वरविरचितम्

श्रीपर्वतिथिदिनविचारे महाप्रतिबोधदायकम्

# श्रीरत्नशेखरनरेन्द्र-रत्नवतीराज्ञीकथानकम्।

सयलकल्लाणनिलयं, नमिऊणं वद्धमाणपयकमलं। पव्वतिहीइ वियारं, वुच्छामि जहागमे भणियं ॥१॥
रायगिहे गुणसिलए, समोसढं जिणवरं महावीरं। पुच्छइ गोयमसामी, सुरनरखयरिंदपरिवरियं ॥२॥
तेलुक्कनाह! साहसु, कत्तिय पव्वाणि? किं फलं तेसिं?। तब्भंगे को दोसो?, भणइ जिणो गोयमा! सुणसु ॥३॥
[1]संवच्छरचाउंमा-सिएसु अट्ठाहिया सुयतिहीसु। सव्वायरेण लग्गइ, जिणवरपूयातवगुणेसु ॥४॥
तथा–अट्ठमि चाउद्दसि, पुन्निमा तह मावसा हवइ पव्वं। मासंमि पव्वछक्कं, तिन्निय पव्वाइं पक्खंमि ॥५॥

---

१ व्याख्या–संवत्सरः–पर्युषणा, चातुर्मासिकत्रिक वर्षमध्ये चतुःपर्वदिनानि, तथाऽष्टाह्निका, श्रुततिथिषु, द्वितीयापञ्चमी-एकादश्याऽऽरान शुक्लपक्षे शेष व्यक्तम्

पव्वतिहीइ[1] वियारे, दिट्ठंतो रयणसेहरनिवस्स। सव्वासिं पुच्छाणं, उत्तरहेउं भणइ नाहो ॥ ६ ॥

अस्य कथा [2]चिरन्तनग्रन्थस्य दुरवगमत्वात्प्राकृतत्वाच्च चम्पू[3]कथाबन्धेनैव प्रपञ्च्यते। तथाहि—

अस्ति जम्बूद्वीपे भरतक्षेत्रे समग्रनगरगुणप्रवरं रत्नपुरं नाम नगरम्।

यत्पौरप्रकृतापारपुण्यवारिनिधेरिव। दिवि तारा विराजन्ते, डिण्डीरपटलोपमाः ॥ ७ ॥

राजते स्म नृपरत्नशेखरस्तत्र मित्रितनवप्रभाकरः। मण्डलाग्रमवलोक्य सङ्गरे, यस्य शत्रुतिमिरैः पलायितम् ॥८

तस्य द्वितीयं हृदयं, तृतीयं नेत्रं, मतिसागरो मन्त्री,

"तरन्ती सत्वरं जाड्यो-ज्झिता व्यापारसागरम्, चित्रं यस्य मतिर्नौका कापि दुर्गेऽपि नाऽस्खलत् ॥९॥"

तेन मन्त्रिणान्वितोऽन्यदा भूपो वसन्तलक्ष्मीं वीक्षितुं वनं ययौ।

"यत्र चम्पकशिरीषमल्लिका-पाटलासुममरन्द[6]लम्पटाः।
झङ्कृतीर्विदधतो विरेजिरे आद्धिकद्विजनिभा मधुव्रताः ॥ १० ॥"

"त्वं चराचरसमुद्रमेखलाधीश्वरोऽसि किमियं तवाभिधा।
युज्यते ज्ञपयतीति कोकिला-कूजितैस्तमवनीपतिं वनी ॥ ११ ॥"

तत्रायं विविधक्रीडां विधायाऽऽम्रतरुतले निषण्णः शाखास्थं किन्नरमिथुनमपश्यत्। किन्नरी च तं निरूप्य स्वप्रियं

१ विही छा.इं.। २ जिनहर्षगणिकृत श्रीरयणशेहरीकहा इति नाम्नः। ३ गद्यपद्यात्मकं काव्यम्। ४ प्रारब्ध। ५ अब्धिकफ०। ६ °मकरन्दः।

प्राह। या आवाभ्यां तत्रेक्षिता सा रत्नवती कन्या नरद्वेषिण्यप्येनं वरं लब्ध्वा विवाहं मन्यत एवेति मन्ये। किन्नरेणोक्तं युक्तम्।

" भमरी भमइ वणंतरेहिं कहि विरहण न करेइ। चंपयतरु पासइ किमइ तउ ते पगु न भरेइ ॥ १२ ॥"

इत्युक्त्वा उड्डीनौ तौ। नृपः–केयं रत्नवतीति चिन्तयन् स्मरेण वेध्यमकारि।

" अहो कामस्य वामत्वं, वामनेत्राशरेण यः। सुरासुरनृनारीणां रीणत्वं कुरुतेतराम् ॥ १३ ॥"

तावन्मन्त्री तत्राऽऽगतो, नृपं तादृशं दृष्ट्वाऽत्याग्रहेण स्वरूपं पृष्ट्वा किन्नरमिथुनं प्रष्टुं पृष्ठतोऽधावत्। तच्च वृक्षाद्वृक्षान्तरे चलद्वीक्ष्य निवृत्तः नृपस्तं च वह्निमयाचत। मन्त्रिणाऽचिन्ति। धिग् नृणां स्त्रीभ्यः पारवश्यम्!।

"नाम्ना न हि विषं हन्ति, स्वप्ने दृष्टमपि क्वचित्। स्वप्नेनापि हि नाम्नापि, हन्ति नारी नरं क्षणात् ॥१४॥"

" किमु कुवलयनेत्रा नाकनार्यो न सन्ति, त्रिदशपतिरहल्यां तापसीं यत्सिषेवे।
हृदयतृणकुटीरे दीप्यमाने स्मराग्ना–वुचितमनुचितं वा वेत्ति कः पण्डितोऽपि ? ॥ १५ ॥"

अथ मन्त्री नृपप्राणरक्षार्थं सप्तमासावधि कृत्वा भृत्येनैकेन युतो दक्षिणां दिशं प्रत्यचलत्। हृष्टो नृपोऽप्याशिषं ददौ।

" तव वर्त्मनि वर्त्ततां शिवं पुनरस्तु त्वरितं समागमः।
अयि! साधय साधयेप्सितं, स्मरणीया समये वयं त्वया ॥ १६ ॥"

सोऽपि पृथ्वीं भ्रमन्नन्यदा क्वापि वने रत्नमयभवने कन्यामेकां वीक्ष्याऽचिन्तयत्।

१ नरामरसुरारीणा. हं.। २ स्यन्नत्वमित्यर्थः। ३ भ्रमद्० छा.। ४ °विषं हं.। ५ अन्यत्र हं.। ६ °रक्ष छा.।

